

શ્રી ગણેશાય નમઃ

# ગુરૂ ગોવીંદજીનું જીવનચરિત્ર.

હું સુંથરામપુર જીલ્લામાં નટવા ગામે રહેતો હતો. મારો ધંધો ીવાડીનો હતો. ઇશ્વરે મને ધનદોલત સર્વ આપ્યું હતું. મારા મા મારી સ્ત્રી તથા બે છોકરાઓ હતા. મારા મોટા છોકરાનુ નામ ાદાસ અને નાના છોકરાનું નામ અમરદાસ છે.

એક દીવસે એક વટેમાર્ગુ મારા ઘર આગળ આવીને બેઠો. રા દરવાજે આવેલા માણસને કંઇ જોઇએ છે કે નહી એ પુછવુંજ ઇએ. મારી ફરજ અદા કરવા માટે તે વટેમાર્ગુને પુછ્યું કે તમો ્યા હશો. માટે મારા જેવા એક ભેકતને ત્યાં પધારી જશો. તેમને

મેં મારા ઘરમાં લઇ જઇ જમાડયા પછી પુછ્યું કે હવે તમારે કંઇ જોઇએ છીએ, ત્યારે તેમણે ગાંજો માંગ્યો. આજકાલના પહેલાં જંગલી તેમજ ખેતીવર્ગના લોકો ભાંગ ગાંજો પીતા હતા અને હાલ પણ પીએ છે. ત્યારબાદ તેમણે મને પુછ્યું કે હવે શું આપે છે ત્યારે મેં કહ્યું કે હું તમને કોઇ પણ ચીજ આપું તેના બદલામાં તમો મને શું આપશો ? ત્યારે તેમણે જવાબ આપ્યો કે હું તને એક સવાલ આપું છું કે જે સવાલથી તું દુનીઆમાં સારી નામના કહાડીશ. સવાલ શું ચીજ છે તે એ કે ખુદા એકજ છે, ખુદા મેળવવા માટે એક રસ્તો "સત્ય" સાચું બોલો. ભલે તારા પર ગમે તેવું સંકટ આવે તોપણ સત્યનો કેડો છોડીશ નહિ. દરેક માણસ જીવજંતુ પર દયા કરવી. જુઠું બોલવું એ મોટું પાપ છે. મહાત્મા તુલસીદાસજીનું એક દોહરો છે કે—

દયા ધર્મકો મુલ હે પાપ મુલ અભિમાન
તુલસી દયા ન છોડીએ જબલગ ઘટમેં પ્રાણ

સવાલ શું ચીજ છે તે હું સમજ્યો. ત્યારબાદ મારી સ્ત્રીને પુછ્યું કે અગર આ વટેમાર્ગુ આપણી દોલત માંગે તો આપી દેવી. એક વખત બોલેલું પાળવું અરે જાન માંગે તો આપી દઇશ. મારી સ્ત્રીએ તેમજ છોકરાએ પણ કહ્યું કે ભલે એ જે માંગે તે આપી દેજો. ત્યારબાદ મેં બહાર આવી જોયું તો તે

વટેમાર્ગુ પાસે એક સ્ત્રી તથા છોકરા બેઠેલા જોયા. તે લોકોનો બંદોબસ્ત કરી. મેં તેમને કહ્યું કે તમો જો ખરા સાધુ હોય તો મારૂં જીવનસરા કરાવી આપો. જીવનસરા શું ચીજ છે તે હું જાણું છું. તેમણે જવાબ આપ્યો કે જો તારે જીવન સુધારવાનો વિચાર હોય તો પહેલો તું તારા ચામડાની કોથળીમાની સડક સાફ કરે તો બની શકે. મેં પુછ્યું કે એ કઇ સડક? ત્યારે તેમણે કહ્યું કે તારી કાયા. તારૂં જો ભલું ચાહતો હોય તારા ખરા અંતઃકરણથી એમ માનજે કે ખુદા એક છે. ત્યારે મેં કહ્યું કે બાપજી મારી કાયા તો હું જ્યારથી પેદા થયો ત્યારથીજ સાફ છે. પણ દુનીઆની જંજાળમાં ફસાઇ ગયો છું. ત્યાર બાદ મને જીવન સમાધી કેવી રીતે ચઢાવવી તે સીખવાડ્યું. મેં ત્યાર બાદ જીવન સમાધી ચઢાવી, મારૂં ગુજરાન, ખેતીવાડી કરી ચલાવતો હતો. તે અરસામાં સુંથરામપુરના રાજા સાહેબને ખબર પડી કે વણજારા કોમમાં ગુરૂ ગોવીંદજી કરીને છે તે જીવન સમાધી ચઢાવે છે. તે બંધ કરવા માટે રાજા સાહેબે એક ઘોડેસવાર મોકલ્યો અને સમાધી બંધ કરવાનું કહી ચાલ્યો ગયો. પણ મેં તે હુકમને માન ન આપી સમાધી ચઢાવવાની ચાલુ રાખી. સમાધી પુરી થયા બાદ મેં સાત નીસાન તથા સાત ધુણી ત્યાં આગળ ઉભી કરી ત્યાર બાદ તે વટેમાર્ગુએ મને ઉપદેશ આપ્યો કે જો તારે દુનીઆમાં તેમજ ખુદાના દરબારમાં મુકતી મેળવી હોય તો મારા ઉપદેશ પ્રમાણે ચાલજે. મેં જવાબ આપ્યો કે જ્યાં સુધી

મારામા જાન છે ત્યા સુધી હુ તે પ્રમાણે વર્તીશ. તેમણે ઉપદેશ આપતા કહ્યું કે તું કોઈ દીવસ ખોટું કામ કરીશ નહિં. ખોટાં કામ તે એ કે "ચોરી" "માસાહાર" તથા જુઠું બોલવું નહિં ચોથું લુચ્ચાઇ ,પાચમું દારૂ, આટલા કામો તારે કરવા નહિં, તેમજ કોઇ માણુસ આવા કૃત્યો કરતો હોય તો તેને ઉપદેશ આપી સારા માર્ગે દોરવો. તેમના કહેવા પ્રમાણે મે ઉપદેશ આપવાનું કામ ચાલુ કર્યું. પહેલા ભીલ લોકો કે જે લોકો એટલા બધા જંગલી હતા કે ન પુછો વાત. તે લોકોનો દારૂ પીવો માસખાવું. ચોરી કરવી. હરામખોરી કરવી એ ધંધો હતો. તે લોકોને મે સમજાવી જંગલી પણામાથી જરા સમજતા બનાવ્યા. તે લોકોને ઉપદેશ આપી સુધાર્યા આ લોકોને સુધારવા માટે મારા કેટલા રૂપીઆ ખર્ચ થયા હશે તેનું મને જરા પણ ભાન નથી. મેં ખેતી, મજુરી કરી જેટલા પૈસા ભેગા કર્યા હતા તેમાથી સર્વ ખર્ચ કરતો હતો પણ ઇશ્વર કૃપાથી તે ભડારમાથી પૈસા ઓછા થતા નહોતા. ત્યાર બાદ હું મારી જન્મભુમિ "છાણીઆ" નામના ડુંગર કે જે ડુંગરપુરના તાબામા હતું ત્યા ગયો. છાણી નામના ડુંગરપર મેં મારો મુકામ જમાવ્યો. ત્યા ધુણી તથા નીશાન પણ ચઢાવી અને ત્યાં ઉપદેશ આપવાનું શરૂ કર્યું એ ડુંગરની પાસે એક નાનું ગામડું હતું કે જેનું નામ ગંગા વડસર હતું. તે ગામના જાગીરદાર સાહેબને ખબર પડવાથી મારી પાસે ઉપદેશ સાભળવા આવ્યા. મેં મારો

ઉપદેશ કે જે ઉપદેશ પ્રમાણે વર્તવાથી દુનીઆમાં નામના કાઢી શકાય તે સંભળાવ્યું. મારો ઉપદેશ સાભળવા માટે વાણીઆ બ્રાહ્મણ તેમજ બીજી જાતના લોકો આવતા હતા. મારો ઉપદેશ સાચો હતો તે કારણથી તે સર્વ લોકોએ પુનમ તથા બીજને દીવસે મેળો ભરવાનું શરૂં કર્યું. ત્યાર બાદ હું ઇડરના રાજ્યમાં ગયો ત્યાં પણ મેં ઉપદેશ આપવાનું ચાલુ રાખ્યુ. ત્યા પણ વાણીઆ, ભીલ પાટીદાર તેમજ બીજી જાતો આવતી. વાણીયાભાઇઓ જ્યાં સુધી મારો ઉપદેશ સાંભળે ત્યા સુધી ઘણાજ શાણા તેમજ દયાવાળા છે એમ જણાતા પણ તે કયાં સુધી કે શેઠની શીખામણ ઝાંપા સુધી " બસ ત્યાર બાદ તે લોકો સાભળી ચાલી જતા આ પ્રમાણે ઇશ્વરનું ભજન કરી મારા દીવસો પસાર કરતો હતો. ત્યાર બાદ માનઘઢ ગામમાં ખબર પડી કે ગુરૂ ગોવીંદજી ઇડર રાજ્યમા છે. તે ગામમાથી બધા પંચમાંથી પંચમરી મારી પાસે આવ્યા અને કહ્યું કે ગુરૂજી આપ અમારા ગામે ચાલો. ત્યા અમોને ઉપદેશ આપી તમારા ભકત બનાવો આપના ઉપદેશથી અમો સુધરીશું અને સત્ય શું ચીજ છે તે જાણીશું. મેં તે લોકોને હા કહી અને ત્યાથી હુ માનઘઢ આવ્યો. માનઘઢના ડુંગર ઉપર મેં મારી ધુણી કરી તથા સાત નીશાન ચાઢાવ્યાં અને તેનું નામ ગુરૂ નાનકશાહ આપ્યું. મારો ઉપદેશ સાંભળવા તે ડુંગર પર ઘણા બીજા લોકો આવતા હતાં. એક દીવસે તે ડુંગર પર ૧॥ લાખ માણસો મારો

ઉપદેશ સાભળવા ભેગા થયા તે વખતે પુંજા ધીરા તથા બીજા કેટવાક આગેવાનોએ મને ભલામણ કરી કે ગુરૂજી આજે માણસો ઘણા ભેગા થયા છે, માટે આપ અમોને ઉપદેશ આપો અને તમારા ભકત બનાવો. મેં જોયું કે માણસો ઘણા છે. અને વધારે વસ્તી ભીલ લોકોની છે, માટે જો ઉપદેશ આપીશ તો કંઇ સારા રસ્તે દોરાશે અને તેમનું ભવીષ્ય સુધરશે. મારા કહેવાથી તે લોકોના માથા મુંડાઇ ગયા અને પછી ભકત બનાવ્યા. ત્યાર બાદ મેં ઉપદેશ આપ્યો કે તમારે જુઠું બોલવું નહિં. દારૂ પીવું નહિં. ચોરી કરવી નહિં, લુચ્ચાઇ કરવી નહિં, તથા ઇશ્વિર એકજ છે. એમ માનવું. ઉપરના ઉપદેશ પ્રમાણે ચાલશો તો તમોને તેનુ ઠીક પરીણામ આવશે. તમો સુધરશો મારા ઉપદેશથી ભીલ લોકો કંઇ સમજ્યા પહેલા પંચમહાલ જીલ્લામાં દાહોદ, ઝાલોદ તાલુકામા હદ ઉપરાંત ચોરી થતી હતી અત્યારે તેમાંથી કોઇક વખત કોઈ ચોરી કરે છે. પહેલાં ભીલ લોકોમા ધંધો ચોરીનો હતો. હાલ કંઇ ઠેકાણે આવ્યા છે આ ઉપદેશનો ફળ મને શુ મળ્યો ? મારા પર આફત નાખી મારી સત્યતાની કસોટી ઇશ્વર લેતો હતો એક દીવસે પુંજા ધીરા કે જે માણુસ સર્વ ભીલ ભકતનો આગેવાન હતો તે તે પોતાના ઘેરથી મારી પાસે આવતો હતો, તે માણુસે આવતાં આવતા સુથરામપુર તાબાના ગઢરા ગામના ફોજદાર સાહેબને મારી

નાખ્યા. પહેલા કંઇ ફોજદાર સાહેબને તથા આ માણસને કોઇ જાતની ચકચક જામેલી હોવાથી તેમને મારી નાંખ્યા. જેલ તોડી નાંખી અને ત્યાંના હવાલદારને ઘણોજ માર મારી બાંધી ડુંગર પર લઇ આવ્યા. મને બીજે દીવસે ખબર પડવાથી તે હવાલદારને છોડી મુકયો તથા જે માણસ કે જેણે આવું ખરાબ કામ કરેલું તેને કાઢી મુકયો મારો ખાસ હેતુ એ કે કોઇ પણ જાતના જીવજંતુને મારવા નહિં તે માણસને કહેવા છતા આવુ ખુન કર્યું. તે મને ઠીક ન લાગ્યું. અને તેને કાઢી મુકયા. ટુંક મુદતમા સુંથરામપુર ગામમાં એવી અફવા ઉડી કે ગુરૂ ગોવીદ રાજય લેવા માગે છે. અને સુથરામપુરના રાજયનો ખજાનો લુટી જવાનો છે. જુઓ મારો ઉપદેશ કેવો અને કોઇ લુચ્ચાની અફવાએ કેવું ભીષણ રૂપ લીધું? એકદમ ઠાકોર સાહેબે ગોધરા તથા અમદાવાદ કમીશનર સાહેબને તથા બરોડા તથા બારીયા રાજયમાં તાર કર્યો કે એકદમ લશ્કર લઇને આવો. મારા ગામ બહાર ૧॥ લાખ લુટારૂ ભેગા થયા છે. અને મારૂં રાજય લુટવા માગે છે. આ તારો પહોચતાંજ સર્વ જગ્યાઓથી લશ્કર આવી લાગ્યું અને અમારો ડુંગર ઘેરી લીધો. અમારા ડુંગરની ચારે બાજુએ મસીનગન ગોઠવી દીધી તથા ફાયરનો ઓર્ડર મલતાંજ ગોળીઓ એક વરસાદની માફક આવી. નિર્દોષ માણસો પર પડવા લાગી. ત્યાં કોને ખબર હતી કે શું વાત છે. ખરેખર મારા તરફના માણસો ઘણા હતા. અને દુરથી એમજ માલમ

પડતું કે કોઇ લુચ્ચા લોકો ભેગા થાય છે અને મારા ઘણા માણસો માર્યા ગયા. અને મને કેદ કર્યો, અને ત્યાંથી એકદમ અમદાવાદ સેન્ટ્રલ જેલમા લઈ ગયા. ત્યાં અઢી મહીના સુધી કાચી જેલમા રાખ્યો ત્યાર બાદ મારો કેસ સુથરામપુર એક તલાવ પર એક સરકાર તરફથી કમીટી નીમાઇ હતી તેમની પાસે ચાલ્યો. જે માણસો ફોજદાર સાહેબને મારી નાખ્યો હતા તે માણસને જ્યારે સરકારે પુછ્યું કે કેમ તેં ફોજદાર સાહેબને માર્યા? ત્યારે તેણે જવાબ આપ્યો કે આ ગુરૂ ગોવીંદે મને ગાંજો પીવાડેલો અને મેં સાહેબને મારી નાખ્યા. મારા પર જૂઠો કેસ થયો. તેના સાક્ષી બોલાવ્યા તે બધા જુદા હતા તેમને જ્યારે વકીલે પુછ્યું કે આ માણસે ગાંજો પીધો હતો ત્યાર બાદ ગાડો થયો હતો કેમ? ત્યારે જવાબ આપ્યો કે હા ગુરૂએ ગાજો પીવાડયો અને એ ગાડો થયો. મારા પર ગુન્હો સાબીત થયો એકજ ભુલથી હજારોના જાન ગયા. અને મને ફાસીની સજા થઇ. જ્યારે ફાસીનું નામ સાંભળ્યું ત્યારે હું રડી પડયો અરે ઘણા હીમતવાન બહાદુર માણસો મોતનું નામ સાંભળી કંપી જાય છે. ત્યારે મારા જેવા નીર્બળ માણસને કેવું થયું હશે. મારા પર ૧૨૧ મી કલમ તથા ૩૦૨ મી કલમ લાગુ પાડી. મારા છેલ્લા કેસના દીવસે પાંચ સોલીસીટરો આવેલા હતા. તે મારા બચાવ અર્થે તેમના બચાવથી તથા સુંથરામપુરના ઠાકોર સાહેબની સ્ત્રીની ભલામણથી ઠાકોર સાહેબે મારી ફાંસીની સજા

માફ કરી કારણકે ગુન્હો એમના રાજ્યમા બનેલો હોવાથી ફાસીની સજા માફ કરી ૨૦ વર્ષની જન્મદેશકાલની સજા કરી. ત્યાર બાદ સુંથરામપુર ન રાખતા મને બ્રીટીશ સરકારને સોપી દીધો. એટલે મને અમદાવાદ સેન્ટ્રલ જેલમાં લઇ ગયા. ત્યાર બાદ મેં એક અપીલ ઉપલી કોર્ટમા કરી એટલે ૨૦ વર્ષને બદલે ૧૦ વર્ષની સજા કાયમ રહી. ત્યાર બાદ અંગ્રેજ સરકારને તથા જરમન રાજ્યને સુલેહ થઈ અને તે શુભ પ્રસગે સર્વ કેદીઓને છોડી મુકવામા આવ્યા. તેમા હું પણ છુટયો. ત્યાર બાદ કમીશનર સાહેબે સુંથરામપુરના ઠાકોર સાહેબને લખી જણાવવું કે આ શુભ પ્રસંગે ગુરૂ ગોવીદને છોડી મુકયા છે. ત્યારે જવાબમા લખી જણાવ્યુ કે મહેરબાની કરી એને એવો હુકમ આપો કે મારા રાજ્યમા આવે નહિં. ત્યાર બાદ મને સરકાર તરફથી હુકમ આપવામાં આવ્યો કે તમારે દસ વરસ સુધી સુંથરામપુર, વાંસવાડા ડુંગરપુર તથા કુશલધઢના રાજ્યમા જવું નહિં. અને જો તમે જશો તો સરકારના ગુન્હેગાર થશો. અમદાવાદથી છુટો થઇ હું ઇડર રાજ્યમા આવ્યો, અને ત્યા ખેતીવાડી કરી ગુજરાન ચલાવવા લાગ્યો. તે અરસામાં હોમરૂલવાળાનું ઘણું જોર હતું. ગાધીજી તરફથી સ્વરાજપક્ષના વોલીંટીઅર મી. સુખદેવ વિશ્વનાથ મને ત્યાંથી દાહોદ લઇ જવા આવ્યા દાહોદમા તે વખતે પરીષદ હતું. મારા ત્યા જવાથી મારા ભીલ ભકતો ઘણા આવશે અને કંઇ ભાષણ સાંભળી સુધરશે એવા વિચારથી મને

બોલાવા આવ્યા. મને બોલાવા આવ્યા છો એ તો ઠીક પણ તમોએ કલેકટર સાહેબની પરવાનગી લીધી છે. ત્યારે મી. સુખદેવે એક કાગળ બતલાવી કહ્યું કે હા હું પરવાનગી લાવ્યો છું. હું અભણ માણસ એમ સમજ્યો કે કલેકટર સાહેબની પરવાનગી લાવ્યો છું તેમની સાથે હું દાહોદ આવ્યો. ત્યાં આવ્યો છું એવી ખબર ફોજદાર સાહેબને પડી એટલે ગોધરાથી પોલીસ સુપરીટેન્ડન્ટ સાહેબ દાહોદ આવ્યા. અને જ્યાં મારો મુકામ હતો ત્યાં રાતના ૧૨ વાગે ઘર ઘેર્યું ત્યાર બાદ મને બહાર આવવાનું કહ્યું, હું બહાર આવ્યો કે સાહેબે કહ્યું કે તમો કલેકટર સાહેબની પરવાનગી વીના કેમ આવ્યા અને આવીને સ્વરાજ્ય પક્ષમાં મળ્યા છો માટે તમોને કેદ કરીએ છીએ. રાત્રે મેલમા મને ગોધરે લાવ્યા. અને મહેરબાન કલેકટર સાહેબ પાસે લઇ ગયા. ત્યાંથી જવાબ આપ્યો કે તમો અમારી રજા વીના દાહોદ આવ્યા અને બીજું સ્વરાજ્યપક્ષમાં ભળ્યા માટે તમો તમારી ત્રણ વરસની સજા પુરી કરો. ઓર્ડર મળતાજ મને રાત્રેજ અમદાવાદ લઇ ગયા. અને ત્યાં સેન્ટ્રલજેલમાં કેદી થયો ત્યાં સુખ દુઃખમા દીવસો પુરા કર્યા મેં દાહોદમાં ભીલ સેવા મંડળમાં બે મહિના કામ કર્યું. ત્યાં આગળ મારા ભીલ ભક્તો ઘણા આવતા હોવાથી ત્યાના પ્રમુખ મી. ઠક્કર સાહેબને વિચાર થયો કે ગુરૂ ગોવીંદ અહિંઆ રહે છે અને વખતોવખત

એમના ભીલ ભક્તો અહિં આવે છે. કદાચ એ લોકો તોફાન કરે તો અમારે ભોગવવું પડશે. આમ વિચાર આવ્યાથી તેમણે મને કહ્યું કે ગુરૂજી તમો હવે બીજે ગામ જાવ. તમારો સહવાસ અમોને ઠીક લાગતો નથી. મેં ઝાલોદ ગામે જવાનું નક્કી કર્યું. ત્યાં એક ઘર ભાડાનું રાખી સર્વને ઉપદેશ આપતો હતો, એક વખતે મેં ઠક્કર પાસે ફક્ત ૧૦૦ રૂ. માગ્યાં. કે ઠક્કર બાપા મને ૧૦૦ રૂ. ની જરૂરત છે માટે તમો મને લઇ આપો હું તમારા પૈસા આપી દઇશ. ત્યારે જવાબ આપ્યો કે મારી પાસે કંઇ જમાં નથી. કે જેથી કરી તમોને આપું. કૃપા કરી હવે તમો ચાલ્યા જાવો તમારૂં અમારા ભીલસેવા મંડળમાં કંઇ કામ નથી. મારા ભીલ ભક્તો તો એવું તો માગતાજ હતા કે ક્યારે ગુરૂજી અહિંથી ચાલે, મેં ઝાલોદ છોડી કંબોઇ ગામે ગયો અને ત્યાં ઝુંપડું બાંધી ખેતીનો ધંધો કરી ગુજરાન ચલાવ્યા કરતો હતો. જ્યારે હું ભીલ સેવામંડળમાં કામ કરતો હતો ત્યારે મી. સુખદેવે પાણી મુકાવ્યું હતું કે હું કોઇ દીવસ ગાંજો પીઇશ નહિ, તેજ માણસે મને એક દીવસે ગાંજો ભરી લાવી મારી આગળ ધરી પરાણે ગાંજો પીવાડયો. મેં મારી પ્રતિજ્ઞા તોડી. ઇશ્વરે તેનો બદલો એ આપ્યો કે મારો પગ પાકયો. મને એના દુઃખથી એટલી પણ શુદ્ધી નહોતી રહેતી કે દીવસ છે કે રાત. જ્યારે મને જરા આરામ થયો ત્યારે હું ઇંદોર હોસ્પીટલમાં ગયો ત્યાં મારા પાંચસો રૂપીઆ ખર્ચ થયા પણ કંઇ સારૂ ન કર્યું. આખરે થાકી હું દાહોદ

હોસ્પીટલમાં આવ્યો ત્યાં ઇશ્વર કૃપાથી મારી ઘણીજ સેવા ચાકરી થઇ. ઇંદોરમાં જે પૈસા આપે તેનો ભાવ પુછતા અને અહીંઆ મફત ગરીબોની પ્રત્યે કામ ચાલે. ધન્ય છે એવા માણસોને કે જે મફત ગરીબોને મદદ કરે. ધીક્કાર છે તે લોકોને કે જે ગરીબોને લુંટી ચૂસી પાયમાલ કરે છે. મારો પગ હવે ઠીક થઇ ગયો છે. હું હવે લીમડીની પાસે ગામડામાં રહી ભગવાનનું ભજન કરૂ છું. ભાઇઓ, એક વખત બોલ્યા તેજ પ્રમાણે ચાલવું, સાચું બોલવું એ ખુદાને વહાલું છે. ભાઇઓ સત્ય બોલો અને પાપ કમ કરો.

